॥ श्री गणेशायनमः ॥

# શ્રી પ્રેમભક્તિ.



લેખક તથા પ્રકાશક,


સ્વામી પ્રેમાનંદજી.

હાલ નિવાસ-વડોદરા.





નેશનલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ચુનીલાલ મથુરદાસે છાપ્યું.
પાનકોર નાકા—પાડીયા રોડ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. સને ૧૯૨૪ પ્રત ૨૦૦૦

કીંમત રૂ. ૦-૩-૦

# પ્રારબ્ધ પુરૂષાર્થ બોધ.

અમારા તરફથી આ પ્રારબ્ધ પુરૂષાર્થ બોધ નામનું પુસ્તક આ બે માસમાં છપાઇને બહાર પડશે. આ પુસ્તકમાં આ બ્રહ્માંડથી પ કોણ છે ? જેમ માટીનો ઘડો બને છે તેમ આ બ્રહ્માંડ શેનો બન્યો ઇશ્વરે કોના લાભને માટે અને કેવી રીતે આ બ્રહ્માડ રચ્યો છે. આ મુરખ અને દુરાચારી પણ સુખી કેમ થઇ રહ્યા છે અને પુરૂષાર્થિ વિ અને સદાચારી પણ દુખી કેમ થઇ રહ્યા છે જીવ કર્મ કરવામાં કે ભોગવવામાં કે બંનેમાં સ્વતંત્ર હોય તો બધા માણુસો પોતાનું ધાર્યુ નથી કરતા. અને પરતંત્ર હોય તો વીધી નિષેધ અને જીવ પુરૂ કરવામાં સ્વતંત્ર છે તેથી વિશ્વામિત્રે પોતાનુ ધાર્યું કરૂ. ઇત્યાદિક ધર્મ શાસ્ત્રે લખેલું તે વૃથા થશે. ઉપદેશનો દોષ હોય તો ધ્રુવ, પ્રહલાદ, કર્માબાઇ મીરાંબાઇ, તુલસીદાસ અને રોહીદાસ વીગેરોએ પણ પોતાના ધાર્યા કામ કેવી રીતે કર્યા. જીવ કર્મોથી બંધાયલા હોય તો ક્યારથી બંધાયેલા છે. ઇત્યાદિક અનેક ગુહ્ય સંકાઓના સમાધાન ધર્મ શાસ્રોના ... ભય વાક્યો ત્યાગીને યથાર્થ વાક્યોથી અનેક યુક્તિ પ્રમાણો સહિત અટલ સીધાંન્ત લખ્યો છે કે જેને સમજવાથી દરેક માણુસ પુરૂષાર્થ કરીને લોક પરલોકના સુખ અને મોક્ષ પ્રાપ્ત કરી શકે.

હાલ રહેવાશી સ્ટેટ નાંદોલ તાબે ઝગડિઆના પરોપકારી બ્રહ્મનીષ્ઠ શ્રીમાન પંડીત ઓઝા માણેકલાલ દયાશંકરે આ પુસ્તક છપાવવાની મદદમાં મને રૂ. ૨૦૦) વગર સાક્ષી ઇસ્ટાપ લખે અને વગર વ્યાજે આપ્યા છે એમને ધન્યવાદ છે. નાંદોદના રહેવાશી પરોપકારી વકીલ શીવલાલ નરસીદાસે રૂ. ૧૦) દાન આપ્યા છે. ડાકોરમાં વતનનીવાસના મેનેજરે રૂ. ૨) દાન આપ્યા છે એઓને ધન્યવાદ છે.

લેખક—સ્વામી પ્રેમાનંદજી

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# ॥ શ્રી પ્રેમ ભક્તિ ॥

૧ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

પ્રથમ સમરૂં ગણપતિ હું, તમને દીન દયાળજી  ટેક.
શિવ ઉમાના બાળ છો, તમે ભકતોના રખવાળ છો;
નિત્ય કરો સંભાળ છો, સૌ વિઘ્નોનાછો કાળજી, પ્રથમ
મહામનોરથ રૂપ છો, તમે સર્વ દેવના ભૂપ છો;
ગુણ ત્રણાને અનુપ છો, સૌ જગતના છોપાળજી, પ્રથમ.
ચોરને શાહુકાર છે, તમને ભજે નરનાર છે;
જે ભજે તે પાર છે, આ કઠિણ જગ જંજાળજી, પ્રથમ.
પ્રેમાનંદને ભાવજો, મારા ધ્યાનમાં નિત આવજો;
ભવથી પાર તરાવજો, ગજાનંદ દીન દયાળજી, પ્રથમ.

૨ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

પ્રથમ ગાઉં ગણપતિ હું, સૌના તમે સરદારને,  ટેક.
સંગ શુધ બુધનાર છે, કરે ચમર વારંવાર છે;
શોભે સૌ શણગાર છે, તમે ઉંદરના અસવારને,  પ્રથમ.
કુબુદ્ધિ મારી કાપજો, મને સુબુદ્ધિ તમે આપજો;
દયા ધરમને થાપજો, સૌ સુખીકરો સંસારને,  પ્રથમ.
બ્રહ્માદિક કરતાર છે, દેવ ઇંદ્રાદિક અપાર છે;
પ્રથમ સમરે સાર છે, તમે સર્વના સરકારને,  પ્રથમ.

વિઘ્ન સર્વે સંહારજો, મારા કામ ક્રોધ નિવારજો;
ભકતોને ભવતારજો, અને પ્રેમાનંદ લાચારને, પ્રથમ.

૩ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

માત સરસ્વતી આપને હું સમરૂં છું કર જોડીને ટેક.
ઇંદ્રાદિ સૌ દેવગણ, તમને ભજે છે સર્વે જણ;
બ્રહ્માવિષ્ણુ, મહેશ પણ, નિતસમરે છે કર જોડીને, માત.
જગતમાં તમે આવો છો, મા અનેક રૂપ બનાવો છો;
ભૂમી ભાર નસાવો છો, તમે દુષ્ટોના દળ તોડીને, માત.
દાનવ માનવ ધ્યાય છે; જે ગુણ તમારા ગાય છે.
પરમ પદમાં જાય છે. તે આ શરિરને છોડીને, માત.
વારે તમેમા દોડજો; મારી કુબુદ્ધિને તોડજો;
પ્રેમાનંદને જોડજો, હરી ભજનમાં મન મોડીને, માત.

૪ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

સતગુરૂ મહારાજ મારી, અરજ મનમાં લેજોજી, ટેક.
જન્મ મરણનાં દુઃખ છે, મને જગતમાં નાહ સુખ છે;
હરી ભજનની ભૂખ છે, કેમ કરી કરૂં તે કેજોજી, સતગુરૂ
જગતમાં ત્રણ તાપ છે, દિનરાત બાળે અમાપ છે;
જન્મમરણ મહાપાપ છે મને તે મટાડિ દેજોજી, સતગુરૂ
પંથ ગ્રંથ અપાર છે, પણ પરસ્પર તકરાર છે;

જૂદાં જૂદાં વિચાર છે, એ સૌમાં સત તે કે'જોજી, સતગુરુ
તરણ તારણ આપછો, તમે સર્વમાં અને સાફ છો;
સૌથી પર અતાપ છો, મને તે અભેપદ દેજોજી, સતગુરુ.

૫ ॥ રાગ માડ તાલ દાદરો ॥

જગજીવન જગતનાથ, મારા આ ભીડ ની વારજો, ટેક.
માતાપિતા મા'રા ભ્રાત સખાજી, તમે કરો સૌ કાજ;
માલ ખજાનો એ તમે છો મા'રે, જીવન જળ અનાજ. મા.
પ્રથવી જળ તેજ વાયુ આ આકાસ સર્વે સમાજ;
તમે રચ્યાં ત્રણ લોક વસાવ્યા તમે કારીગર રાજ. મા.
દેવતા દાનવ માનવ આસૌ, તમારો છે હરી સાજ;
પણ તમે છો એ સર્વથી ન્યારા, ને સૌના શિર તાજ, મા'રિઅ
તમે છો સઉના અંતરજામિ, સર્વેમાં રહ્યા શ્રીરાજ;
કેછે પ્રેમાનંદ કરોડમાતને, કોઇક જાણે મહારાજ, મા.

૬ રાગ માડ તાલ દાદરો.

જગજીવન જગતનાથ, મને આ સાગર તારજો, ટેક.
પંડિત પોથા, પેટનાં ઠોથા, કર્મ ફસાવે છે જાળ;
જન્મમરણતે એ ના મટાડે, ઠાલી વગાડે તાળ, મને આ.
કર્મ કરે ફળ થાયછે આ, ઉંચ નિચ સુખ દુઃખ;
લક્ષચોરાસીએ ભટકાવે છે, જગમાં નથી સુખ, મને આ.

પંથને ગ્રંથ છે મત ઘણા પણ, વાદવિવાદ અપાર;
નિશ્ચે બધાનો એક નથી, સૌ જૂદા જૂદા વિચાર, મનેઆ.
ઉંચ નિચ તમને ભજે તે, સૌને તારો કિરતાર;
કેહે પ્રેમાનંદ અર્જ મારીઆ; મનેએ ના કરો વાર, મ.

૭ ॥ રાગ કસૂરી ત્રણ તાલ ॥

તમે ભક્તોના પ્રતિપાળ, દયા કરો અમને દિનદયાળ, ટેક.
માતપિતાનાત જગત સંબંધિ, મતલબી જંજાળ;
અંતવેળાએ કામ ન આવે, નારીને કોઈ બાળ, દયા.
રાજા રાણી શેઠ શેઠાણી, સૌને ગળી જાય કાળ;
મનમાં તમારૂં ધ્યાન હોય તે, અંતે કરે સંભાળ, દયા.
નામ તમારૂં ગુરુએ બતાવ્યું, પતિત પાવન પાળ;
તોય ભજન વિના, ભટકે જીવ જેમ, પક્ષિ ડાળે ડાળ, દયા.
કામ ક્રોધાદિ ગ્રાહકરડે છે, ભવજળમાં વિકરાળ;
કર જોડીને કે છે પ્રેમાનંદ, તમે સૌના રખવાળ. દયા.

૮ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

તમે ભકતોના હિતકારી, જગતમાં આવ્યા ગીરધારી. ટેક.
પ્રલ્હાદ ભકતને, હીર્ણાકશપના કષ્ટ પડયાં ભારી;
ખંભ ફાડીને પ્રગટ થયા તમે, માર્યો પાપ કારી; જગતમાં.
ભરી સભામાં તમે બચાવી, લાજ પાંડવનારી;

કૌર્વે લજાવ્યાં દ્રોણ આચાર્યે, ભિષ્મ બ્રહ્મચારી, જગતમાં.
મિરાં બાઇને રાણે ક્રોધથી, તાણી તરવાર મારી,
એકના બદલે અનેક મીરાં થઇ, રાણો ગયો હારી, જ.
નરસિં ભગતને મંડળીક રાજે, મારવા વાત ધારી;
પ્રેમાનંદના નાથ, લીધો તમે નરસિંને ઉગારી, જગતમાં

૯ રાગ માડ તાલ દાદરો.

તમે ચક્રવતિ મહારાજ, આ દરબાર તમારો છે, ટેક.
આકાશ તમારો મ્હેલ બન્યો છે, ભૂમી સિંગાસન સાજ;
તકીયો તે મેરૂગીરિ લગાવ્યો, તમે બેઠા મહારાજ, આ.
સિંધુ સરોવર શોભિ રહ્યા સૌ, પર્વતોની છે પાળ;
નદીયો ફુવારા છુટે હરી, સો જંગલ બાગ દયાળ. આ.
ચાંદને સુરજ, દીપક છે આ, પવન પંખો અપાર;
ન્યાયકારી જગદિશ તમે છો, જીવ સભા નર નાર, આ.
સ્વર્ગાદિ સુખ ઇનામ આપો છો, નરકાદિ દુઃખોની જેલ,
કે છે પ્રેમાનંદ કર્તવ્યના ફળ, દેવા તમારો છે ખેલ. આ.

૧૦ રાગ માડ તાલ દાદરો.

તમે વિશ્વપતિ જગદિશ, આ વૈરાટ તમારૂં રૂપ, ટેક.
પાતાળ પ્રભૂ છે પગ તમારે, સ્વર્ગ હરિ છે શિશ;
સર્વ સમુદ્ર તે પેટતમારે, ભૂમિ પિઠ જગ દિશ, આ.

ચાંદને સુરજ આંખ્યો તમારે, મેરૂગીરી છે નાક;
દશો દિશા છે કાન તમારે પવન પ્રાણ અથાક, આ વૈરાટ.
પ્રગટ પાવક મૂખ તમારે, વેદવાણિ ગંભિર;
મેઘ પશિનો થાય છે તરવર, રોમ આકાશ શરિર. આ;
યોગ યગ્યાદિ છે ભોગ તમારે, દેવીને દેવતા હાથ;
પ્રેમાનંદના સ્વામિ તમે હરિ, ત્રણે લોકોનાં નાથ. આ.

૧૧ ॥ રાગ બરહંસ અથવા આશાવરી તાલ ધમાલ ॥

હરીતમેમાયાથીજાળરચાવ્યો,એનોપાર બ્રહ્માએ નાપાયો,હ.
ઓંકાર છે આ બીજ બધાનો, ને એથી આકાશ રચાવ્યો;
આકાશથીતમે પવન ઉપાવ્યો, ને પવનથી અગ્નિ બનાવ્યો,હ.
અગ્નિ થકી તેઆ જળ સરજાવ્યું,ને જળમાંથી પૃથવી લાવ્યો
જીવોનેકર્મ કરાવ્વાભોગાવ્વાં,એપાંચેથીવિશ્વસજાવ્યો,હ.
પોતાનાં પૂર્વે કર્યાં કર્મોથી, આ જીવ એમાં છે ફસાયો;
યોગિ યતિ તપસીઘણાત્યાગીએ,કોઇએનાપારએપાયો,હ.
અગમ અપાર તમારી ગતિ તેથી, બ્રહ્માએ પણ ગભરાયો;
સીસ નમાવી ને કે છે પ્રેમાદ ગુરૂજીએ ભેદ બતાવ્યો હ.

૧૨ ॥ રાગ બરહંસ અથવા આશાવરી તાલધમાલ ॥

હરીતારીમાયા બધારૂપ ધારે, એજ પેદા થાય એજ મારે, હ.
દૈતએ માયા છે, દેવ એ માયા છે, માયાજ યુદ્ધ પસારે;

માયાજ મારે છે, માયા મરે છે, માયા જીતે માયા હારે, હ.
માયાજ રાવણ, માયાજ રામ એ, માયા સિતા રૂપ ધારે;
માયાજ માયાને હર્ણ કરે છે, માયાજ માયાને મારે, હરી.
માયાજ કંસને, માયાજ કૃષ્ણએ, માયા રાધા થાય જ્યારે
માયા રમે રાસ માયા રમાડે એ, માયા માયાને સંહારે, હરી,
માયામાં સર્વે આ જીવ ફસાયા એ, જન્મ મરે વારે વારે;
પ્રેમાનંદ કર જોડે માયાથી તમ વિના કોણ ઉબારે. હરી.

૧૩॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

જગ જીવન જગદીશ, મારે આપનો આધાર છે, ટેક
મતલબી માત તાત છે, અને મતલબી સૌ ભ્રાત છે;
મતલબી નારી નાત છે, સૌ મતલબી સંસાર છે, જગ.
આશા તૃષ્ણા તટ કરી, જગ નદિ આ સંચિત જળ ભરી;
જળ ખારાં ઉંડાં હરી, મને કંઇ ન દીખે કીનાર છે,જગ.
કામ ક્રોધ એ ઝપટીને ગ્રાહ કરડે છે, મને લપટીને;
સુંકરૂં સૌ કપટીને, એ શત્રુ મારા અપાર છે, જગ.
એટલી મારી અરજ છે, તમે માનીલો શી હરજ છે;
પ્રેમાનંદને ગરજ છે, સઉ તરફથી લાચાર છે. જગ.

૧૪॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

જગતમાં તમે આવીયા, હરી પ્રગટ થઇને ભાવીયા, ટેક

ખંભ ફાડી પધારીને પ્રલ્હાદ પ્રાણ ઉબારીને;
હીર્ણાકશપને મારીને, તમે ભકતોના મન ભાવીયા, જગત
ભરી સભામાં આવીને, નવસેં નવાં ચીર લાવીને;
દ્રોપદ લાજ બચાવીને, તમે કોર્વે ભિષ્મ લજાવીયા, જગત
વારે નરસિંની દોડીને મધ રાતે રાગતે છોડીને;
રાજ અહંકાર તોડીને તમે રાવૈંને, શરમાવીયા, જગત.
રાણો મીરાને મારવા, તરવારે માથું ઉતારવા;
તમે આવ્યા ઉબારવા, અને પ્રેમાનંદને ફાવીયા. જગત.

૧૫ ॥ રાગ ગજલ ત્રણતાલ ॥

વિશ્વપતિ શ્રીરામ જગમાં, જન્મ્યા દૈતોને મારવા, ટેક.
ચૈત્ર શુદ્ધ નવમી હતી, તે દિવસે જન્મ્યા જગપતિ;
કૌશલ્યા દશરથ અતિ, બહુ ભાગીઓને તારવા, વિશ્વ.
વિશ્વપતિ એ દેહ ધરી, તે રાજકુંવર થઇ હરી;
દેવ દુઃખ હરવા કરી, ભુમીનાં ભાર સંહારવા, વિશ્વપતિ.
સિતા લક્ષ્મણ સંગ લઇ, રામવાસ વસીયાં વનજઇ;
રાજાના મહારાજ થઇ, સંતોના કષ્ટ નિવારવા, વિશ્વપતિ.
કે છે પ્રેમાનંદ હરીએ, રાજની લીલા કરી;
દૈત દૈતાણી અરિને, રાવણ વંશને મારવા. વિશ્વપતિ.

૧૬॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

જગપતિ શ્રી કૃષ્ણ જગમાં જન્મ્યા ભક્તોને તારવા, ટેક.
ભાદ્રવદ આઠમ હતી તે રાતે જન્મ્યા વિશ્વપતિ;
દેવકી વસુદેવના અતિ કષ્ટ તેને નિવારવાં, જગપતિ.
જગપતિ એ દેહ ધરી તે, બાળગોપાળ થઇ હરી;
ભૂમી ભાર હરવા કરી, દેવતોનાં દુઃખ સંહારવા, જગપતિ
ગોપ ગોપીઓ સંગ લઇ, હરી રાસ રમીયા વન જઇ;
ગાયોનાં ગોવાળ થઇ, સંતોના કષ્ટ નિવારવાં, જગપતિ.
કે છે પ્રેમાનંદ હરીએ ગોપની લીલા કરી;
દૈત દૈતાણી અગ્નિને, કંશ વંશને મારવા. જગપતિ.

૧૭ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

રામ કે ભજ કૃષ્ણ બન્ને હરી તે એકજ થઈ ગયા, ટેક.
રામ રાજાની નીતથી અને કૃષ્ણ ભકતોની પ્રીતથી;
વેદ શાસ્ત્રની રીતથી, જગદીશ જગમાં થઇ ગયા, રામકે
રામબાણ ચલાવીને, અને કૃષ્ણ બંસી બજાવીને;
ધર્મ કર્મ બતાવીને, સૌ જગમાં જશ તે છઇ ગયા, રામકે.
રાવણ કંસને મારીને, અને ભકતોને ભવ તારીને;
ભુમી ભાર ઉતારીને, દેવતોનાં દુઃખને લઇ ગયા! રામકે
વિષય વાસના તોડીને, અને જગતથી મન મોડીને;

પ્રેમાનંદ ચિત્ત જોડીને, ભજ ધામમાં હરી જે ગયા. રામકે

૧૮॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

રામ કૃષ્ણ ભજનેજીવ આ અમુલ અવસર જાય છે, ટેક.
ઉંઘમા વેળા ગઇ, બધી રાત હવે થોડી રહી,
જાગને પરભાત થઇ, ભજઇશ પાપ કપાય છે, રામ.
જે ભજે છે રામને, કે કૃષ્ણ સુંદર સ્યામને,
મળે પરંપદ ધામને, તે ફરી ફેરાના ખાય છે, રામ.
માનવ તન આ પામીને, જેના ભજે બહુ નામીને,
તે જગતના કામીને, જમ ઝાલી બાંધી જાય છે, રામ.
તેથી કામના તોડવી, આ બુધ્ધ જગથી મોડવી,
હરિ ચરણમા જોડવી, પ્રેમાનંદ સીસનમાય છે, રામ.

૧૯ ॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

શીવજીનુ રૂપ સંતો, મનમા મને દરસાય છે, ટેક.
ડાબે અંગ છે પાર્વતી, શિવમસ્તકે ગંગા સતિ;
ખોળે બાળક ગણપતિ, તે મન મારૂં લલચાય છે, શિ.
ત્રણ નેત્ર વિશાળ છે, શીવ કંઠે મુંડની માળ છે;
કાળનાં પણ કાળ છે, સૌ જગમાં જસ્શ ગવાય છે, શિ.
કૈલાસ તપના ધારી છે, શીવભકતોનાં હિતકારી છે;
વરદાતા પણ ભારી છે, બ્રહ્મા વિષ્ણુએ ગુણ ગાયછે, શિ.

દેત દેવતા ધ્યાન ધરે, શિવનું યોગીજન તપ્ર કરે;
શિવશિવ નિતજપ કરે, પ્રેમાનંદ આનંદ થાય છે. શિ.

૨૦॥ રાગ ગજલ ત્રણ તાલ ॥

ભાગ્ય છે તેનાં બડાં, જ્યારે પ્રાણ તનથી આ નિકળે, ટેક.
ગંગાજીનો તટ્ટ હો, અને શિવ ભક્તનો ઠઠ્ઠ હો;
શિવ શિવનો રટ્ટ હો, જ્યારે પ્રાણ તનથી આનિકળે, ભા.
શિવજી ત્યાં આવ્યા હો, અને ડમરૂ, ત્રિશુળ લાવ્યા હો
નાગપણ લટકાવ્યા હો, જ્યારે પ્રાણ તનથી આ નિકળે, ભા.
ચંદ્ર શોભાએ ભાલહો, અને ખોળે ગણપત લાલ હો.
ઓઢેલી મ્રગ છાલહો, જ્યારે પ્રાણ તનથી આ નિકળે, ભા.
ભસ્મ લાગેલી અંગ હો, અને ઉમા જગમાં સંગ હો;
પ્રેમાનંદ ઉમંગ હો, જ્યારે પ્રાણ તનથી આ નિકળે. ભા.

૨૧ ॥ રાગ કસુરી તાલ ત્રણ ॥

મારો પિયુ જાય પરદેશ, સખી કોઇ રોકોને સમજાઇને,ટેક.
સખીઓ આવો સૌ સમજાવો, બે ચાર વાતો કહીને;
સોળે શણગાર સજીને આવો, નાચો મંગળ ગાઇને, સ.
પીળાં પટોળાં પે'રો સખી સૌ, ચોળીયો તંગ સીવડાને;
પગમાં અણુવટ વિંછવા પે'રો, ઝાંઝરીઆ ઝમકાઇને, સ.
કમર કસી સોનાની પે'રો, ચુડી લો રતન જડાઇને;

માથા ગુંથીને શેંથા પૂરે, ચાંદલા એ ચમકઇને,સખી કોઇ
કામણ ગાળાં કાજળ આંજે, મોહન રહિ જાય મોહિને;
પ્રેમાનંદનો નાથ ન માને તો, મરીશ હું રોઇ રોઇને. સ.

૨૨ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

મારા પિયુને રોકી રાખ, સખી હું આલું સહુ શણગાર, ટે.
સોને મડાવી ચુડીલો આલુંને, માણેક મોતીનો હાર;
મોહનમાળા એ આલું જડાવિ, રતન આઠ દશબાર, સ.
કમર કશી સોનાની આલુંને, ઝાંઝરનો ઝમકાર;
કંકણ આલુંને વેડ જડાવી, હીરાનો ચમકાર, સખીહું.
પચરંગી આલું ઘાઘરોને, શીવડાવી સોને તાર;
ભરત ભરાવીને ચોળી આલું તે, મોર મુકા વિચાર, સ.
સાડી ઓડાવું કસબ કોરની, ગુણ હું ગઇશ અપાર;
પ્રેમાનંદના નાથવિના સૌ, ધીક ધિક સંસાર, સખીહું.

૨૩ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

વાલો ત્રણ લોકનો નાથ, સખી તે કોનાથી રોકાય. ટેક.
બ્રહ્માવેદ વિચારે જેનો, પાર પામવાને જાય;
શિવસનકાદિક ધ્યાન ધરે છે, તોય પારના પાય, સખી
ચાંદ સુરજ સૌ પ્રકાશે, જેને હુકમે જગત આ થાય;
તેના કહ્યાંમાં ઇંદ્રિ દેવતે, વરસાદપણ વરસાય, સખી તે.

તેને પામવા તપસી લોકો, તપસા કરે વનમાય;
ધ્યાનિ લોક નિત ધ્યાન ધરે ને, જ્ઞાનીપણ ગુણ ગાય,સખી.
જગ જીવન છે જગત પતિ તે તારોજ કેમ કેવાય;
પ્રેમાનંદનો પ્રાણ નાથતે, અંતરમાં દરશાય. સખી ને.

૨૪ રાગ કસુરી ત્રણ તાલ.

વાલો ત્રણ લોકનો નાથ સખી તે પ્રેમીને વશ થાય, ટેક.
પ્રેમ વિનાજે તપસીને ત્યાગી, તેમનેએ ના દરસાય
કુબજા કાળીને કુબડી તોય, તેનાથી મોહાય, સખી તે,
પ્રેમવિનાજે વેદ વાંચે તે પંડિત પણ કહેવાય;
તોય તેને ના મળે, ગોપીને, ઘેર નાચેને ગાય, સખી તે.
પ્રેમવિના પરશો તમ સ્વામી, કોઇના એ ઘેર ના જાય;
વિદુર ભગતની ભકતાણીનાં કેળાં છોતરાં ખાય,સખી તે.
પ્રેમવિના નાય ગાય નાચેને, તીર્થોમાં ભટકાય.
પણ તે વાલો પ્રેમાનંદનો નાય ભેળો ના થાય. સખી.

૨૫ ॥ રાગ ગજલ કવાલી ॥

ઓલીસખી સમજાય મને પિયુ પ્રેમની હોય તે વાતડલી.ટે.
સુંદર મારૂં શરિરે નથીહું, શણગાર સજવાએ શિખીનથી
પ્રેમનીન જાણુંવાતકશી,તેથીકાંપેછેમારીઆછાતડલી. ઓ.
પિયુ આવ્યા હતાઘેરમારેપણ, લોકનીલાજેહુંઅટકી હતી;

એકે ઘડી નામેં સંગ કર્યોબધીવૃથાવિતિગૈરાતડલી. એ.
ઊંચીઅગાશીમાંપીયુપોઢેજેનીકોઇનેજરાએ ખબર નથી.
કેવી રીતેમળું પીયુનેસખી.કેવીરીતેલખું હું કાગડલી, એ.
સ્વારથનો સંસાર બધો, કોને પુછું કે કયાં છે મારો પતિ;
પ્રેમાનંદના નાથ વિના, બધી જુઠિજગતનીવાતડલી. એ.

૨૬ ॥ રાગ ગજલ કવાલી ॥

પ્રેમ મળે નહિ જંગલમાં સખી પ્રેમ નથી કોઇ હાટડલી. ટે.
પ્રેમ મળે નહિ કાગળમાં અલી, પ્રેમ મળે નહિ ભુખ સહે;
પ્રેમ નથી કોઇ ગામ ગયે, સખીપ્રેમનથીકોઇ વાટડલી,સ.
પ્રેમ મળે નહિ પાતાળમાં અલી, પ્રેમ મળે નહિ દુઃખ સહે;
પ્રેમ નથી કોઇ તિર્થે રહે સખી પ્રેમ નથી કોઇ વાટડલી. સ.
પ્રેમ મળે નહિ ધન રળે, અલી પ્રેમ મળે નહિ રાજછળે;
પ્રેમ નથી કોઇ વિદ્યા ભણે સખી,પ્રેમનથીકોઇહાટડલી;સ.
પ્રેમ મળે નહિ સ્વર્ગે ભળે, અલી પ્રેમ મળે નહિ તપ બળે;
પુણ્યથી પ્રેમ પ્રભુ પ્રગટે સખી પ્રેમાનંદ જોડેહાથડલી. સ.

૨૭ ॥ રાગ કસુરી તાલ ત્રણ ॥

મારા પિયુ વિના સૌ ધિક, સખીઆ અવસર એળે જાય;ટે
પિયુના વિવેકી ચુડલેરે, અખંડ સૌભાગ્યણ થાય;
પરણ્યાના સૌ શણગાર, પણ પિયુવિના રાંડ ગણાય, સ.

પિયુના પ્રેમના પલંગ મારે, ઘણો આનંદ પમાય;
પરણ્યાનિ ફુલ સેજ પણ, પિયુ વિના પ્રાણ ગભરાય. સ.
પિયુના સંબંધી સંત જનોરે, તે પિયુ દે દરશાય;
પરણ્યાના સૌ સગા જગત પણ, સ્વારથની હાય હાય. સ.
પિયુને ચિતથી ચોંટતાંરે, ભવસાગર ને તરાય;
પ્રેમાનંદના નાથ વિના, જીવ ભવજળ ગોથાખાય; સ.

૨૮ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

મારા પિયુવિના જાય પ્રાણ, સખીહું કેમકરીજીવતિરઉં. ટે.
દાડે મને અંજળના ભાવે, ને રાતે જરા ઓના સોઉં;
મનમા ગમતા મોહન વિના હું ડસકે ડસકે રોઉં, સ.
શણગાર સજવા, ગમતા નથી હું વાલાની વાટચો જોઉં;
રાત દાડો રોજ રડી રડીને; કેટલાં આસુડા લોઉં, સ.
મારગે જાતાં લોકોને હું, ખબર પૂછવા ધઉં;
માતાળીયો પેલો પિયુ તારો આવે, એમ હસે મને સઉ, સ.
સાસુમારી રોજ વડે છે. નણંદની વાત શી કઉં,
પ્રેમાનંદના નાથ માટે હું પરણ્યાનો માર ખઉં, સ.

૨૯ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

મારા પિયુને મળવા કાજ સખી હું, વૈરાગ્યણ થૈજઇશ. ટે
સાળે શણગાર તજી શરિરે, ચંદન ચોપડી લઇશ;
કંઠી માળા પેરી ગળામા, ગોવિંદના ગુણ ગઇશ, સ.

બદ્રી નારાયણ હરી દ્વારે હું, થઇને જગન્નાથ જઇશ;
કાશી અને જે પ્રાગ રાજ છે, તે પણ ત્રિવેણી નઇશ, સ.
રામેશ્વર મહાદેવ શિવને, ગંગાજળ હું ચઢઇશ;
પછી દ્વારકાં જઇવાલાંનું ધ્યાન ધરીને રહીશ,
ભુખ લાગશે સજ્જનનાં હું, પ્રેમ પદારથ ખઇશ;
પ્રેમાનંદના નાથને મળતાં, દુર્જનનાં દુઃખ સહીશ; સ.

૩૦ ॥ રાગ કસુરી ત્રણ તાલ ॥

મારે પુર્વજન્મની પ્રીત રાખી હું પીયુને મળવા જઇશ, રે.
સગાં સંબંધી સંસારના સૌ, લોક લાજ તજી દઇશ;
વિવેક પટોળું પેરીને હું વૈરાગચાંદલો લગઇશ સ.
માન અમાન બે ઘરેણાં વેચી; ખમાખડક હું લઇશ;
કામ ક્રોધ જે રસ્તે મળશે તેને મારી હટઇશ, સ.
દયાધર્મ નિર્દ્વેષ નમ્રતા, સર્વને સાથે લઇશ;
શીલ સંતોષ શણગાર સજીને, ગોપાળના ગુણ ગઇશ, સ.
પ્રેમ પલંગમાં પિયુ પોઢતાં, નાચીશ ના શરમઇશ;
પ્રેમાનંદના નાથ પાસે હું, અતિ આનંદમાં રહીશ, સ.

૩૧ ॥ રાગ ગઝલ કવાલી ॥

બોલી સખી પિયુજોયા વિના મને, ચેનથી ચિત એકે ઘડિ,

માતપિતા ઘરબાર તજયા લી, પીયુકાજે મારી લાજ ગે
છોડયાંમેં ારીસુખસખી,મારાપચણુચાનીસાથેજોડું વરી
પાણીવિનાજેમમાછલીઓનેમ,પીયુવિનાહું એઘેલી થઇ.
જંગલઝાડાંપા ડોમાંહું સખી,પીયુમાટેજો બધેરખડી,ઓ.
તીરથમાંભટકીહું મરી,મનેપીયુનીકોઇએનભાળકહી,
પીયુવિયોગેહું તોરાખીરોજ,રાતદાડોકાડું રડીરડી; ઓ.
પ્રાણજશેમારાપીયુવિનાહવે,ચાલવાનીશક્તિનરહી,
પ્રેમાનંદના નાથવિનાહું તો. મરીશકુવામાંકુદીપડી. ઓ.

૩૨ ॥ રાગ ગજલ કવાલી ॥

ચાલસખીવનરાવનઆજે,વાંસળીશ્યામવગાડેછે, ટેક.
માથે મુગટને કાને કુંડળજો,હાથેસોનાનાકંકણછે;
માણેકમોતીનાહારહરીજેમ,વિજળીઓચમકારેછે, ચા
કેડેક દોરોએકંચનનોજો,આંખ્યોમાંકાજળઅંજનછે:
જરકસીજામોપિતાંબરછે,વાલોમનહરવેણવગાડેછે, ચા.
વાગેછેતાળનેમદંગ ઝાંઝએ,નાચેછેતોએનિરંજનછે,
વ્રજનારીબડભાગીઓનેહરી,હાથઝાલીને નચાડેછે, ચા.
ઇંદ્રાદિદેવએજોવાઆવ્યાએ,શામળીઓમનરંજન છે;
પ્રેમાનંદનોનાથસખી જોને,સર્વનેમોહ પમાડેછે. ચા.

૩૩ ॥ રાગ માડ તાલ દાદરો ॥

વાંસળીનાવગાડીશરેકાના,ગોપીઓભૂલીભાન, ટેક,
વાંસળીસાંભળીમારગેજાતાં,ભુલેપડયાંસૌલોક;
વ્રજનીનારીઓસાંભળવાને,દોડીઓથોકાથોક, કાના.
ગોપીઓબાપડીભૂલીગઇસૌ,ઘરનાંકરવા કાજ;
ગાગરાઓડયાનેસાડીઓપે'રી લોકનીભૂલીલાજ, કાના.
આંખનાંકાજળપાનમાં ખાધા, ચોપડીને નંદલાલ,
કંકુઆંજ્યાંઆંખમાંવાલા,ચાંદલા ચોડયા ગાલ, કાના.
વાંસળી નથીમોહકટારી પ્રેમછે એની ધાર;
પ્રેમાનંદના નાથતમારે મોહે માર્યા નર નાર, કાના

૩૪ ॥ રાગ માડ તાલ દાદરો ॥

વાંસળી ના વગાડિશરે, વાલા નંદના છૈયા કાન, ટેક.
માતા મારી જો ખીજે છે ને, સખીઓ દે છે ગાળ;
પિતા મારો મારશે મને, લોક ચડાવે છે આળ, વાલા.
વાંસળી તારી કામણગારી, વાગે છે મીઠી રસાળ;
ગોપીઓ બાપડી, સાંભળીનેસૌ,ઘેલીથઇતતકાળ.વાલા.
વનમાં જતાં ગાયો ચરાતાં, ગાંડા થયા ગોવાળ;
વ્રજની નારીઓદોડીઓઆવી,રડતાંમેલ્યાંબાળ. વાલા.
માથે મુગટ કાનમાં કુંડળ, ગળે મનોહર માળ;
પ્રેમાનંદના નાથ અમોને, દર્શન દોને દયાળ, વાલા.

### ૩૫ ॥ રાગ માડ તાલ દાદરો ॥

તમે વ્રજની નારી પ્રેમથીપ્યારી,સાંભળોમારીવાત. ટેક.
વાંસળી સાંભળી વનમાં નાચે, મોર ભુલી જાય ભાનઃ
દૈતને દેવતા ઇંદ્રાદિ સૌ ભૂલી જાય અભિમાન, પ્યારી
વાંસળી સાંભળી બ્રહ્મા ભૂલે, વેદવાણીના ગ્યાન;
તપસી લોકો તપને ભૂલે, શીવજી ભૂલે ધ્યાન, પ્યારી
વાંસળી સાંભળી કામ દેવે પણ મોહાય ને શરમાય;
ગંગાજુમના નિરનાં ચાલે, સાંભળવાથીર થાય, પ્યારી.
વાંસળીમાં સૌ રાગને રાગણી, અગમગીત ગવાય;
પ્રેમાનંદ જગદિશ હરીની વાંસળીના ગુણ ગાય. પ્યારી.

### ૩૬ ॥ રાગ માડ તાલ દાદરો ॥

મારા વ્રજની નારી, સૌ છો પ્યારી,સાંભળોસાચીવાત. ટે.
બ્રહ્મા ચારે વેદનાં વચન સમજે છે, સૌ ગ્યાનઃ
તપસી લોકો તપકરે છે, શિવજી ધરે ધ્યાન, પ્યારા
તો ય તે મારાં દર્શન પામે જે, નકરે અભિમાનઃ
સેજમાં મને તેજ પામે જે, પ્રેમમાં ભૂલે ભાન પ્યારી.
ગાય વગાડે નાચે જે જન, મનમાં મેલાં હોયઃ
કથા ઓ કરે લોભને માટે, તે નઇપામે કોય. પ્યારી
ભાન ભુલી જાય પ્રેમમાં મારે મનમાં જે હરખાય;

પ્રેમાનંદનો નાથ તેઓને, વશ થઇ વેચાય. પ્યારી.

૩૭ ॥ રાગ માડ તાલ દાદરો ॥

હવે જગ આધારા મોહન પ્યારા, ઘેર પધારો ને, ટેક.
ઘેર મેલી મને એકલી તમે, દ્વારકાં ગયા શ્યામ;
તમવિના મને ચેન નથી આ, નિત સતાવે કામ. પ્યારા.
જોબન મારૂં જોરમાં છે આ, વૃથાએ વિતિ જાય;
તમ વિનાજેમ પાણિ વિનાનિ, નાગર વેલ સુકાય, પ્યારા.
સેજ બિછાવું સામળા સુગંધ, ફુલની છે બહુ ભાત;
તમવિના મને ઉંઘના આવે, જરાએ દાડા રાત, પ્યારા.
શણગારે મને ગમતાં નથી, ભોજને મારાં નાથ;
તમવિના પ્રેમાનંદનાસ્વામી, કોણઝાલેમારોહાથ. પ્યારા.

૩૮ ॥ રાગ માડ તાલ દાદરો ॥

મારા પ્રાણ આધારા મોહન પ્યારા, ઘેર પધારોને, ટેક.
મોહનમને અહિં મેલીને, તમે ગયા પર ગામ;
તમવિના એ કોઇનાએ, મારે કાંઇએ નથી કામ, પ્યારા.
મોહથી મને મોહન તમે, બાંધી ગયા વ્રજરાજ;
તમારે માટે સામળા મેં, સૌ લોકની છોડી લાજ, પ્યારા.
માછલી જેમ પાણી વિનાની, તડફે છે દિનરેન;
તેમ તમારા વગર મને, જરાએ નથી ચેન, પ્યારા.

સાંભળો મારી અરજ છેઆ, ઘેર આવો એકવાર;
પ્રેમાનંદના નાથ તમારા ચરણોની બલીહાર. પ્યારા.

૩૯ ॥ દાણનો ઝગડો રાગ માડ તાલ દાદરો ॥

અરે એ મૈયારી મારગે પ્યારિ દાણ આપીને જા, ટેક.
અકલ વનિ અબળા જરા સમજ; દાડા રાત,
મારગે મારા દાણ લાગે છે, આપને ટકા સાત, પ્યારી.
સંગ સાહેલી ક્યાં ગઇ તારી, એકલી આવી અંઇ;
શું કહું તારી માએ તને, વેચવા મોકલી મઇ, પ્યારી.
મારગે તને લુટશે કોઇ, તો કોને તું કહઇશ;
માટ ફોડાશે મઇ ઢોળાશે, રોતી રોતી જઇશ, પ્યારી.
દાણ અમારા આપતી જાને, પ્રેમથી જરા બોલ:
જોઇએ તારા હાથમાં શું છે, ઘુંઘટ તારો ખોલ. પ્યારી.

૪૦ ॥ રાગ માડ તાલ દાદરો ॥

અલ્યા નંદના લાલા બોલના વાલા, શેનાં માગે દાણ, ટેક.
કાનજી કાળાં નકર ચાળા, શીદ બોલે બે કાજ:
પકડી જશે પલમાં તને, કંસરાય મહારાજ, વાલા.
તારી એમા.જ મૈ વેચે છે, જોઇ મેં કાલે આજ;
ગોપીઓનાં તેં ચીર ચોર્યાં છે, મનમાં જરા લાજ, વાલા.
નંદની કાના નવસેં ગાયો, વનમાં ચારવા જાય;

સાંજ પડે ઘેર આવે ખાટી, છાસને કોદરી ખાય. વાલા.
રાત પડે રોજ રખડે છે તું ઘેરઘેર ભટકાય,
વ્રજનારીનાં ઘરમાં પેસે, માખણ ચોરી ખાય, વાલા.
અરે વ્રજ મૈયારી મારગે રાધે, દાણ આપીને જા, ટેક.
ઉભિરે ચાલી કેમ જાએ છે, છમક છમક નાર;
મારગે મારાં દાણ લાગે છે, મનમાં તો વિચાર, રાધે.
તમે ગાય ગોવાળાં મારગે કાના, શેનાં માગો દાણ; ટેક.
એશી રોને અલબેલાજી, છેલ છબીલા કાન,
ગાય ગોવાળા દાણ માગો છો, કયાં ગઇ છે સાન: કાના.
સાન ગઇ છે તારી રાધે, મ્હોં સંભાળીને બોલ.
અમે છીએ રાજના રાજા, દાણના ટકા ખોલ; રાધે.
રાજા છોતે જાણું છું હું, નંદનાં ચારો ઢોર,
ગોપીઓનાં તો ઘરમાં પેસો, ગોરસના છો ચોર; કાના.
તું કયાંની છે રાજકુંવારી, મઇડાં વેચવા જાય,
ગાડરાંનાં તું દુધ પીએ છે, છાસને કોદરી ખાય: રાધે.
મથુરામાં તું જન્મ્યો કાના, દેવકી માને પેટ,
મધરાતે તું કંસથી છાનો ગોકાળનાડો હેટ. કાના,
ન બોલવાના બોલ બોલે છે, કેમ બોલે બે કાજ,
મદની માતી મૈયારી, તને જરાએ નથી લાજ; રાધે.

લાજ વાળાં છો સૌએ જાણે છે, છાનાં રોને આપ,
છાસને કોદરી પેટને માટે, નંદને કર્યો બાપ; કાના.
જેવી તારીઆ જાત છે રાધે, તેવી કે છે તું વાત,
માન અમારા રાખતી નથી, મોરલી મારીશ સાત; રાધે.
માતપીતા તારાં કેદમાં કાના, કંસથી થયાં વેર,
અડધી રાતે બાપની સાથે, નંદને આવ્યો ઘેર; કાના.
દાડી દાડી તેં દાણ ચોર્યાં છે, આજના જવા દઇશ,
રોજનાં મારાં દાણ તે બધાં, એકઠાં આજે લઇશ; રાધે.
રંગ સાહેલી હોત તો મારી, દાણ તને હું દેત,
નારી બનાવી નાચનચાવી, મોરલી ખુંચી લેત; કાના.
માટ ફોડીશ હાર તોડીશ, અંઇ કોને તું કઇશ,
મઇ ઢોળીશ, રંગ રોળીશ, પસ્તાઇને જઇશ; રાધે.
માટના ફૂટે હારના તુટે, હાથેએ ન અડકાય,
કોપ છે મારા કંસ રાજનો, બાંધીને લઇ જાય; કાના.
જોઇશ તારા હું કંસને તારી, ચુંદડી તાણી લઇશ,
દાણ મારાં તું આપીશ તારે, મારગે જવા દઇશ; રાધે.
દાણ તમારાં આપીશ કાના, મઈ મારા વેચાય,
એમના તમે કરશો વાલા, લોક ફજેતિ થાય; કાના.

૪૧ ॥ રાગ માડ તાલ દાદરો ॥

મનમોહન નંદનાલાલ, મારે ઘેર પધારોને. ટેક.
વાંક મારા સૌ માફ કરીદો, આપ હરી વ્રજરાજ;
દાસી તમારી મેયારી હું, મેર કરો મહારાજ, મારે.
મોહનાં મને બાણ તમારાં, વાગ્યા જાદવરાય;
કામની મને વેદના છેઆ, પ્રાણ મારા ગભરાય, મારે.
વૈદ છો તમે વિશ્વના સૌ, મારાએ પણ થાઓ;
પ્રેમ પલંગે પોઢજોવાલા, ગોરસ મીઠાં ખાઓ, મારે.
કર જોડીને કહુંછું મારી આ, અરજ માનો આજ;
પ્રેમાનંદના નાથ હરી તમે, કરજો મારાં કાજ. મારે.

૪૨ ॥ રાગ માડ તાલ દાદરો ॥

હમે હવેના આવીયે આજ, રાધે રાસ રચાવિએ, ટેક
રાસમંડળ રંગ રંગીલો, છે સૌનો શીર તાજ;
ઇંદ્રાદિ સૌ જોઇ રહ્યા છે, બ્રહ્માએ મહારાજ, રાધે.
બંસી વાગે સૌ રાગોમાં, તરે તરે અવાજ;
ઝાંઝ મ્રદંગ વિણાએ વાગે, સારંગી સતાર સાજ, રાધે.
વ્રેજની નારી મેયારી તને, રાસ રમો સૌ આજ;
મોક્ષ મળે અતિ આનંદ થસે સફળ થશે કાજ, રાધે
વખત વીતી જાય છે ચાલો, સજ્જો સૌ સમાજ;
પ્રેમાનંદના પ્રાણ પ્રભુજી રાખજો મારી એ લાજ. રાધે.

## ૨૩ વૈરાટ સ્વરૂપ ભગવાનની આરતી.

જય પુરૂષોત્તમ જય સર્વોત્તમ, જય જય વિશ્વે શ્વર, હરી જય જય વિશ્વે શ્વર
જય પરમેશ્વર. જય શરણેશ્વર, જય વિરાટે શ્વર, જય જય જય મહાદેવ
પોતે બદ્રિનાથ, પોતે જંગનાથ, પોતે દ્વારકાવાસી, હરી પોતે દ્વારકાવાસી
પોતે રામેશ્વર, પોતે સરવેશ્વર વિશ્વનાથ કાસી, જય જય જય મહાદેવ
પોતેજ રામ છો રાવણ માર્યો, દેવોનાં દુ:ખને હર્યાં, હરી દેવોનાં દુ:ખને હર
પોતેજ કૃષ્ણ છો કંસ સંહાર્યો, ભકતોને સુખ કર્યાં, જય જય જય મહાદેવ
પોતેજ બ્રહ્માએ, પોતેજ વિષ્ણુએ, પ તેજ છો શંકર, હરી પોતેજ છો શંકર
પોતેજ ગણેશ. પોતેજ દીનેશ. પોતેજ વિશ્વં ભર, જય જય જય માહ દેવ
પોતે વિરાટની આ આરતીને, પ્રેમી જે નિત્ય ગાશે. હરી પ્રેમી જે નિત્ય ગાશે
ગુરૂના પ્રતાપે, પ્રેમાનંદ ત આ, ભવજળ તરી જાશે, જય જય જય મહાદેવ

## ૨૪ વૈરાટ સ્વરૂપ ભગવાની આરતી

જય જગ માતા જય સુખદાતા જય ભગવતી માયા, દેવી જય ભગવતિ માય
શરણે તમારે દેવતા બ્રહ્માદિએ ધાયા, જય જય જગ માત
તમે બ્રહ્માણી. તમે રૂદ્રાણી, તમે સરસ્વતી માતા, દેવી તમે સરસ્વતી માત
સેવકના શરણાંગત તમે ધન, વિદ્યાના દાતા, જય જય જગ માતા
કાળી તમે છો દૈત સંહાર્યા, ખપર ભર્યા રાતા, દેવી ખપર ભર્યા રાત
લક્ષ્મી તમે સુખ સંપત દો છો ભકતોને મન ભાતા, જય જય જગ માત
વેદ વખાણે મહિમા તમારી, જ્ઞાનીએ નિત્ય ગાતા, દેવી જ્ઞાનીએ નિત્ય ગાતા.
બ્રહ્માદિક એ તમારો પાર નથી પાતા, જય જય જગ માતા.
ત્યારે તમે દેવતોની દોડયા, દેવતોના દુ:ખ કાપ્યા, દેવી દેવતોના દુ:ખ કાપ્યા,
ગુરૂના પ્રતાપે પ્રેમાનદ કે છે, ભકતોને સુખ આપ્યા, જય જય જગ માતા.

**ઇતિશ્રી પ્રેમભક્તિ પહેલો ભાગ સમાપ્ત.**

# પુસ્તક મળવાનાં ઠેકાણાં.



૧ બુકસેલર નારણલાલ મોતીલાલ.

રીચીરોડ—અમદાવાદ.

૨ બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

રીચીરોડ—અમદાવાદ

૩ શા. છોટાલાલ દામોદરદાસ.

અમદાવાદ પોળ સામે—વડોદરા

૪ મોદી ફુલચંદ નાનચંદ.

મદન ઝાંપે પત્થર ગેટ પાસે-વડોદરા

